॥ ओम् श्री मते रामानुजाय नमः ॥

# श्री राममहिम स्तोत्र.

## ગુજરાતી ટીકા સહીત.)

છપાવી પ્રસિદ્ધ કરનાર.
ભાણીભાઈ ગીગાભાઇ
ચાંદવી મુંબઈ નં. ૩

ભાષાન્તર કર્તા.
રેવાશંકર ગોપાલજી ભટ—દેલવાડા.

શા૦ મુળચંદ અમીચંદના ધી સુરત "જૈન" એન્જીન પ્રિન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.
ખપાટીયા ચકલા—સુરત.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૪ રામનવમી.

કીં. ૦-૨-૦

॥ श्री गुरु चरण कमलेभ्यो नमीनमः ॥



# अथश्री राममहिम स्तोत्र प्रारंभ



ॐ महामोहावर्त्ते पतित मिहमाते शरणगं ।
शरण्यस्त्वत्तोऽन्यः प्रभवति न कोऽप्यत्र जगति ॥
अतस्त्वत्पादांभोरु ह युगल माश्रित्य नितरा ।
मिती हे संसाराद्वृजिन निचया दुद्धर विभो ॥१॥

આ મોહ રૂપ સંસારમાં શરણે આવનારનું રક્ષણુ કરનાર તમારા સિવાય કોઇ અન્ય પુરૂષ નથી આવો નિશ્ચય થવાથી હે ઈશ આપના ચરણુ કમળને આશ્રય લઈને એટલુંજ માગું છું કે આ પાપ રૂપ સંસારથી મારો જલદી ઉદ્ધાર કરો ॥ ૧ ॥

निजा व्यक्तेनेदं जगदखिल मिच्छादि करणैः ।
समुत्पन्नं कृत्वाऽवसि तु सततं श्री रघुपते ॥
युगान्ते सर्वं वै हरसि किल रौद्रेण वपुषा ।
त्वमेकः सर्वात्मन्वि हरसि न चान्यो गुणनिधे ॥२॥

હે ગુણનિધિ આ બ્રહ્માંડમાં રમણ કરવાને માટે આપની માયાના ઇચ્છાદિ સાધનો એ કરીને આ જગતને ઉત્પન્ન કરો છો અંતમાં (પ્રલય સમયે) રૂદ્ર રૂપે કરીને જગતનો નાશ કરો છો અને મધ્યમાં તેનું પાલન કરો છો આ ઉપરથી એવો નિશ્ચય થયો છે કે આ જગતની ઊત્પત્તિ સ્થિતિ અને પાલન કરનાર તમારા સિવાય બીજો કોઈ અન્ય પુરૂષ નથી. ॥ ૨ ॥

रमन्ते योगीन्द्रा स्त्रि पुरहर मुख्यास्त्वयि सदा ।
समाधौ विश्वात्मन्नियमित्त हृषीका रघुपते ॥
तथाप्येते पारं निखिल निगमा गोचर विभो ।
महिम्नस्तेनूनं गमयितु मलं नैव कुशलाः ॥३॥

હે ઇશ શિવજી આદિ મહાન્ મહાન્ યોગિન્દ્રો ઇન્દ્રીઓને નિયમમાં રાખીને અને સમાધિસ્થ થઇને (સમાધીમાં) આપના નિર્મલ સ્વરૂપનું ધ્યાન કરે છે પરંતુ વેદથી પણ અવર્ણ્ય (નહિ વર્ણવી શકાય) એવા તમારા સ્વરૂપના મહિમાનો પાર પામવાને કોઇપણ શક્તિમાન થતા નથી. ॥ ૩ ॥

कदाचिद्धीमान्वै गणयति कणान्कोऽपि मतिमां ।
स्तथापारा वारोदकल बचयान्वै रघुपते ॥
कदाचिन्नक्षत्रोघं बयति गणनाशं नयतिवै ।
गुणानां ते पारं गमयितु मलं नैव कुशलाः ॥४॥

હે રઘુપતિ કદાચીત્ કોઇપણ બુદ્ધિમાન પુરૂષ પૃથ્વીના રજઃકણુ ગણુવાને શક્તિમાન નથી એ વાત સંભવીત છે છતાં પણ બુદ્ધિબળથી કોઈ કદાચ પૃથ્વીના રજઃકણુની ગણુના કરી શકે છે અથવા તો નક્ષત્ર મંડળ ( તારાઓ ) ની ગણુના કરી શકે એવી કલ્પના થઇ શકે છે પરંતુ હે પ્રભુ આપના ગુણુની ગણુના કરવાને કોઇપણ શક્તિમાન થાય એ વાત સંભવતી નથી. ॥ ૪ ॥

कृतं सत्यं भूमन्स गुण मगुणं रुप मुभयं ।
चिदानंदं तद्वै निखिल निगमै रप्य विदितम् ॥
समष्टि र्व्यष्टिस्ते विलसति विराड्रुपम परम् ।
तदे तद्वै किंचित्स्फुरति हृदये चैव विदुषा ॥ ५ ॥

હે ભૂમન્ આપનાં સગુણુ અને નિર્ગુણુ બન્ને સત્ય સ્વરૂપો ચિત્તને આનંદ આપનાર અને વેદથી પણ અવિદિત છે ( પૂર્ણ જાણી ન શકાય તેવાં છે ) અને તે સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને સ્વરૂપથી અન્ય જે આપનું વૈરાટ સ્વરૂપ છે તે જ્ઞાની પુરૂષોનાં હૃદયમાં યત્કીંચિત્ સ્ફુરાયમાન થાય છે ( દેખાય છે ) ॥ ૫ ॥

विरंची शेन्द्राद्यै रमरनिवहैः सिद्ध मुनिभिः ।
स्तुतस्त्वं भूभार व्यसन मप हर्तुं सुरपते ॥
विभुः कौसल्यायां दशरथ गृहे स्वाकृतियुतः ॥
समुद्भूतश्चक्रे निजपद कृतार्था व सुमतीम् ॥ ६ ॥

બ્રહ્મા મહાદેવજી અને ઇન્દ્રાદિ દેવતાઓ તથા સિદ્ધ પુરૂષો અને સપ્તઋષિ આદિ મુનીઓએ જ્યારે પૃથ્વીનો ભાર ઉતારવાને માટે કરીને આપની સ્તુતિ કરી ત્યારે સૂર્યવંશમાં અવતરેલા દશરથ રાજાને ઘેરે તેમના પત્ની કૌશલ્યાથી ચરણ સ્પર્શથી પૃથ્વીને કૃતાર્થ કરીને દેવકાર્ય સિદ્ધ કરવાને અર્થે આપે આપના મુળ સ્વરૂપે દર્શન આપ્યાં ॥ ૬ ॥

मुने विश्वामित्राच्छरणद बलां चाप्यति बलां ।

महा विद्यां प्राप्य प्रणतजन सौभाग्यद विभो ॥

शरणैके नत्वं निशिचर वधू चाति महतीं ।

महा घोरां हत्वा विपिन मभयं चैव कृतवान् ॥ ७ ॥

શરણે આવેલાનું રક્ષણ કરનાર ભક્તજન પ્રતિપાલક હે પ્રભુ વિશ્વામિત્ર નામના રૂષી પાસેથી બલા અને અતિબલા નામની મહા વિદ્યાને મેળવીને મહા ઘોર કર્મ કરવાવાળી નિશાચરની સ્ત્રી તાડિકાને એક બાણથી મારીને વનને આપે નિર્ભય કર્યું ॥ ૭ ॥

करालास्यं घोरं निशिचर युगं कौण पवरं ।

श्रुतीनां द्वेष्टारं मुनिमख निघाते च निरतम् ॥

सुबाहुं मारीचं निशित विशिखांश्चोरसि दढं ।

निहत्यै कैकेना हुतमिह जुगोप्था कृतधियाम् ॥८॥

વિકરાળ મુખવાળા અને ઘોરકર્મ કરવાવાળા તથા વેદનો દ્વેષ કરનાર અને વિશ્વામિત્રના આરંભ કરેલા યજ્ઞમાં વિઘ્ન કરવાને દઢ

નિશ્ચયવાળા એવા સુબાહુ અને મારીચ નામના બળવાન રાક્ષસોને વક્ષઃ સ્થલ ( છાતી ) માં એક એક બાણ મારીને તે રાક્ષસોના અતિશય ત્રાસથી ભયભીત થયેલા બ્રહ્માણોનું હુત કર્મ ( યજ્ઞ કર્મ ) અપૂર્ણ હતું તે આપે સમાપ્ત કરાવ્યું. ॥ ૭ ॥

शिलाभूतां शापाच्चरण रजसा गौतम वधूं ।
यथा पूर्वां कृत्वा परम सुभगां चाति विमलाम् ॥
महोत्तुगं चापं सपदि शिति कंठस्य सुदृढं ।
द्विधा खंडं चक्रे जनक नगरीं प्राप्य मुनिना ॥९॥

ગૌતમ રૂષીના શ્રાપથી પથ્થર રૂપ થયેલ અહલ્યાનો ચરણારવિંદની રજઃકણના સ્પર્શથી ઉદ્ધાર કરીને ( પાતિવ્રત્ય લક્ષ્મી પાછી પ્રાપ્ત કરાવીને ) વિશ્વામિત્રજી સાથે જનક પુરમાં પધારીને ત્યાં જનક રાજાની સભામાં શ્રી જાનકીજીના વિવાહ નિમિત્ત :સ્થાપેલ મહાદેવજીના મહા પ્રચંડ ધનુષના બે વિભાગ કર્યો ॥ ૯ ॥

शरद्राके शास्यां विमलकल धौताङ्गारुचिरां ।
स्फुरद्रत्ना कल्पां जनक तनयां विश्व जननीम् ॥
शुभाहे यद्रामो विधि वदुपयेमे सुलक्तिताम् ।
महेन्द्रौघ स्नेहा मर मुकुट नीराजित पदाम् ॥१०॥

શરદ ૠતુના ચંદ્રના સરખી શ્વેત કાંતિવાળાં અને શુદ્ધ રત્ન તુલ્ય તેજસ્વી તથા દેવતાઓ સ્નેહથી જેમના ચરણમાં વારંવાર પ્રણામ

કરે છે એવાં વિશ્વજનની શ્રી જાનકીજીનો શુભ મહૂર્તમાં આપે પાણિગ્રહણ કર્યો ॥ ૧૦ ॥

महा घोरं त्रुटयत् त्रिपुरहर चापस्य निनदं ।
समाकर्ण्य क्रोधादभृगुकुल पतेः क्षत्रिय रिपोः ॥
पथि प्राप्तस्यास्य स्वय मपि जहर्थत्वम तुलं ।
महावीर प्रद्योतन कुलमणे पाहि नितराम् ॥११॥

ત્રિપુરાસુરનો નાશ કરવાવાળા મહાદેવજીના ધનુષ ભંગનો શબ્દ સાંભળીને ક્રોધાયમાન થઇને માર્ગમાં મળેલ ક્ષત્રિય કુળના રિપુ પરશુરામના ગર્વની શાંતિ કરવાવાળા હે સૂર્યકુળ ભૂષણ રામચંદ્રજી અમારૂં પણ તદવત્ ( પરશુરામ પેઠે ) રક્ષણ કરો.

सुराणां रक्षायै सपदि पितुराज्ञां सकरुणां ।
समादाय प्रागाद्वन मनुज युक्तो वनितया ॥
जन स्थानं प्राप्या मलवट तरुणां फलवता ।
मधश्चक्रे वासं दनुज कुल नाशाय च विभो ॥१२॥

હે ઇશ દેવતાઓનું રક્ષણ કરવાને માટે પિતાની કરૂણ યુક્ત આજ્ઞાનો સ્વીકાર કરીને લક્ષ્મણજી અને શ્રી જાનકીજીને સાથે લઇને વનમાં પધારીને ફળવાળાં વડલાના વૃક્ષની નીચે રાક્ષસ કુળનો નાશ કરવા આપે નિવાસ કર્યો. ॥ ૧૨ ॥

प्रभो लंकेशस्य प्रबल तम वीर्यस्य भगिनी ।
विरुपां कृत्वा तद्दनुज खर मुख्यान्निशिचरान् ॥

सुरारातीन्हत्वा द्विज कुल निघातेषु निरता ।

न्निरातंकं चक्रे विपिन मपि सेव्यं जनपदैः ॥१३॥

હે પ્રભુ મહા બળવાન લંકાધિપતિ રાવણની બેન શુર્પણખાના નાસિકા અને કાન છેદીને દ્વિજ કુળનો નાશ કરવા પ્રયાસ કરવાવાળા દેવના શત્રુ ખર, દુખર અને ત્રિશિર આદિ ઘણા રાક્ષસોનો નાશ કરીને આખા વનને જન સમુદાયને નિવાસ કરવા યોગ્ય કર્યું ॥૧૩॥

दशग्रीवाज्ञप्तः कनक मृगरुपेण विचरन् ।

विचित्रो मारिचः प्रसन्न मभियातः स्वनिकटे ॥

असौ माया वीति प्रणत जन सौभाग्यदविभो ।

त्वया ज्ञात्वा नीतः सपदि विशिखेनान्तक पुरीम् ॥१४॥

હે પ્રભુ રાવણની આજ્ઞાથી સુવર્ણનો મૃગ બનીને ફરતો મારીચ નામનો રાક્ષસ ફરતો ફરતો જ્યારે પર્ણકુટીની નજદીક આવ્યો ત્યારે આ માયાવી રાક્ષસ છે એવું જાણીને એક બાણથી તેને યમરાજધાનીમાં પહોંચાડી દીધો ( માર્યો ) ॥ ૧૪ ॥

मुमूर्षुः पौलस्त्यः कपट कटु वेषेण कुमतिः ।

परोक्षंयत्सीता हरण मकरोच्छ्री रघुपते ।

सुराणां रक्षार्थे रजनि चरनाथस्य हननं ।

विमृष्यै तत्सर्वं स्वरहर तवैवेङ्गित मभूत् ॥ १५ ॥

મૃત્યુની ઇચ્છાવાળા રાવણે કપટ વેષ ધારણ કરીને દુષ્ટ બુદ્ધિથી આપથી પરોક્ષ રીતે શ્રી જાનકીજીનું હરણ કર્યું અને દેવતાઓનું રક્ષણ કરવાને રાવણનું મૃત્યુનું સાધન સીતા હરણ થયું તેજ ઠીક છે એવો વિચાર કરીને હેખરરિપુ આપની ઇચ્છાથી આપે આ કાર્ય કરાવ્યું ॥૧૫॥

वियोगे जानक्यास्त्विह मनुजभावेन विचरन् ।
जटायुं दृष्ट्वा वै विपिन गत मासन्न मरणम् ॥
त्वया तस्योद्धारः स्वकर कमल नैव विहितः ।
तवैतद्वात्सल्यं विलसति हिभक्तेषु नितराम् ॥ १६ ॥

સ્ત્રીના વિયોગથી મનુષ્યોને આવું દુઃખ થાય છે એવી જન સમુદાયને મનુષ્ય ચેષ્ટા બતાવતા આપે વનમાં મરણને શરણ થયેલ જટાયુનો સ્વહસ્ત કમળથી આપે ઉદ્ધાર કર્યો એજ આપની ભક્ત વાત્સલ્યતાને સિદ્ધ કરે છે (ભક્તો મને આવા પ્રિય છે એમ બતાવે છે) ॥ ૧૬ ॥

कबन्धं क्रव्यादं निशित करवालेन महता ।
द्रुतं हत्वा पम्पातट मनुज युक्त श्चगतवान् ॥
युवां दृष्ट्वाज्ञातुं प्लवग पतिना वायु तनयः ।
सभाज्ञस श्चागाद्वरद तव राद्धान्त मखिलम् ॥ १७ ॥

માંસનો આહાર કરનાર કબન્ધ નામના રાક્ષસને તીક્ષ્ણ ધારવાળા મોટા ખડગથી મારીને આપ લક્ષ્મણજી સાથે પંપા સરોવર પ્રત્યે

પધાર્યાં ત્યાં વાનર યૂથના અધિપતિ સુગ્રીવને આપના લક્ષ્મણજી સાથે દર્શન થવાથી આપની પરિક્ષાને અર્થે શ્રી હનુમાનજીને આપની પાસે જવાની આજ્ઞા કરી.

समा कर्ण्यत्वत्तः सकल मसुराराति ममकं ।
विदित्वा निःशंकं दशरथ सुतं त्वां रघुपते ।
महोत्साहान्नीतः सपदि गिरि पृष्ठं हनुमता ।
प्रभो सुग्रीवेण प्लवग पतिना सख्य मकरोत् ॥१८॥

હે પ્રભુ આપના સકલ ચરિત્રને આપ પાસેથી શ્રી હનુમાનજીએ જાણીને બધા અસુરોનો નાશ કરવાને અર્થે સુર્યવંશમાં દશરથ રાજાને ત્યાં અવતરેલા શ્રી રામચંદ્રજી ભગવાન છે એવો તેમને નિશ્ચય થવાથી મોટા ઊત્સાહથી આપને રૂષીમુની પર્વત ઉપર પધરાવીને વાનરોના અધિપતિ સુગ્રીવ સાથે આપની મૈત્રી કરાવી ॥ ૧૮ ॥

कपीशं हत्वा वै बलिन मतुला वीर्य सुभरं ।
दुरा घर्षं देवै रसुर निवटै रप्य सुलभम् ॥
त्वया सुग्रीवाय प्लवग कुल राजेन्द्र पदवी ।
मदत्ता देवेश प्रणत जन वात्सल्य जलधे ॥१९॥

ભક્તજનો ઊપર વાત્સલ્યતા (સ્નેહ) રાખવા વાળા હે પ્રભુ આપે સુગ્રીવ સાથે મૈત્રી કરીને દેવતાઓ અને દૈત્યો જેને જીતવાને શક્તિ-

માન નથી એવા મહા પરાક્રમી વાળી નામના વાનરને સુગ્રીવને અથે ગ્રીવને વાનર યૂથનો આધપતિ બનાવ્યો ॥૧૯॥

प्रतापान्ते नूनं सलिल निधि मुल्लध्य तरसा ।
गतो लंकां दृष्टवा जनक तनयां चाति विमलाम् ॥
निहत्याक्षं दग्ध्वा पुरमथ समुत्पाटय विपिनं ।
हनुमांस्त्वत्पादं पुनरपि समा गाद्रघुपते ॥ २० ॥

હેરઘુપતિ ચાતુર્માસ વ્યતીત થયા પછી શ્રી જાનકીજીની શુદ્ધિ સુદ્રને ઊલ્લંધીને હનુમાનજીએ લંકામાં પ્રવેશ કર્યો અને ત્યાં શ્રી જાનકીજીના દર્શન કરી રાવણના પુત્ર અક્ષય કુમારને મારીને તથા લંકાને બાળીને અને અશોક વનને ઊખેડીને પાછા હનુમાનજી આપની પાસે આવ્યા ॥ ૨૦ ॥

विदित्वा सीतायाः पवनज मुखा दुःख मतुलं ।
निहन्तुं क्रव्यादेश्वर मपि तथा राक्षस कुलं ॥
प्रतस्थे सुग्रीवा ङ्गाद हनुमदाद्यैः कपि भटैः ।
सुगुप्ता मादाय प्लवग कुल सेनां च महतीम् ॥२१॥

હે પ્રભુ શ્રી જાનકીજીના દુઃખની વ્યવસ્થા હનુમાનજી દ્વારા જાણીને આપે રાક્ષસ કુળનો અને રાવણનો નાશ કરવાને નિશ્ચય કરીને સુગ્રીવ અંગદ અને હનુમાન આદિ યોદ્ધાઓથી રક્ષાયેલ વાનર સૈન્યને સાથે લઈ ને આપે લંકામાં પધારવાને પ્રયાણ કર્યું ॥ ૨૧ ॥

प्लवंगैर्भल्लूकै रमित भुज वीर्यैं परिवृतो ।
निषंगीको दंडं शरमपि दधानः करतले ॥
क्रमान्मार्गं तीर्त्वा सलिलनिधि तीरे सुविपुले ।
गतस्त्वं सुग्रीवाङ्गद हनुमदाद्यैः कपिवरैः ॥ २२ ॥

હે પ્રભુ મહા પરાક્રમી વાનરો અને રીક્ષો (રીંછો) નાસૈન્યને સાથે લઇને સ્કંધ ઊપર ભાથો બાંધી હસ્ત કમળમાં ધનુષ બાણ ધારણ કરનાર આપે ક્રમે કરીને માર્ગનું ઊલ્લંધન કરીને સુગ્રીવ અંગદ અને હનુમાન આદિ વાન[illegible] [illegible]ઓ સાથે આપ સમુદ્રને કીનારે પધાર્યા ॥૨૨॥

तवाग्रे तत्रागाच्छरणद दशास्यानुजवरः ।
प्रसन्न स्त्वपादाम्बुज युगल माराध्य ममरैः ॥
कृपा पारावारा मित गुणनिधे सिंन्धु पुलिने ।
त्वया दत्ता तस्मै वृजिनहर लंकेश पदवी ॥२३॥

શરણે આવનારનું રક્ષણ કરનાર હે ગુણનિધિ સમુદ્રને કિનારે રાવણના નાનાભાઈ વિભીષણે આવીને દેવતાઓને પણ દુરારાધ્ય એવા આપના ચરણ કમળનું શરણ ગ્રહણ કર્યું તે વખતે તેમના ઊપર પારાવાર કૃપા કરીને પાપ નાશક હે પ્રભુ તેને લંકાની રાજ્યધાનીનો પટ્ટાભિષેક કર્યો ॥ ૨૩ ॥

उषित्वा तत्तीरे त्रिदिन मर विन्दाक्ष कपिभिः ।
ततः किंचित्क्रोधा न्नियम भययातो जलनिधिः ॥

पुरः प्रह्वीभूतो रुचिर वचनैः श्री रघुपतेः ।
स्तुतिं चक्रे नत्वा पुलकित तनुर्गद्गद गिरा ॥२४॥

હે કમળનેત્ર સમુદ્રને કિનારે વાનરના સૈન્યને સાથે લઇને આપે ત્રણ દિવસ સુધી નિવાસ કર્યો પરંતુ સમુદ્રે મારગ નહિ આપવાથી આપને યત્કિંચીત ક્રોધ થયો તેથી ત્રાસ પામીને સમુદ્ર આપને શરણે આવ્યો આપની સુંદર વચન ચાતુરીથી પ્રસન્ન થઈને ગદ્દગદ વાણીથી આપની સ્તુતિ કરી ॥૨૪॥

अकूपारस्योक्तया दश दिशि गतै वानर भटैः ।
त्वयाज्ञप्तैर्नीता निज भुज बलैः प्रस्तर चयाः ॥
पुनस्तैः पाषाणै विपुलमिह नीले न रचितो ।
महासेतुर्बद्धो तदिह तव नाम्नोऽस्ति महिमा ॥२५॥

હે રઘુપતિ સમુદ્રે જ્યારે પોતાની ઉપર સેતુ બાંધવાને માટે આપને વિનંતી કરી ત્યારે આપની આજ્ઞાથી વાનર યોધાઓએ પોતાના ભુજ બળથી પર્વતોને એકઠા કર્યા અને ફરીને તે પાષાણોથી નીલ નામના વાનરે વિશાળ એવો સેતુ બાંધ્યો તે સેતુ કેવલ નીલના પરાક્રમને નહિ પણ આપના નામ મહિમાને સિદ્ધ કરે છે ॥૨૫॥

यदेते पाषाणाः सतत सलिले मज्जनपराः ।
तरन्त्यब्धौ नूनं जगति परमं चाद्भुत मिदम् ॥

किमाश्चर्यं यस्ये क्षण चलित नेत्रान्त विभवात् ।
कटाक्षाचे नूनं कति कति च लोकांड रचनाः ॥२६॥

હે પ્રભુ પથ્થરો તો જલમાં પડવાથી તુરત ડુબી જાય છે એજ પથ્થરો આપના નામ મહિમા થકી જલમાં તરવા લાગ્યા તે આશ્ચર્યની વાર્તા છે પરંતુ વાસ્તવીક રીતીએ એ આશ્ચર્યજનક નથી કારણકે જેમના નેત્ર કટાક્ષ થકી એક ક્ષણ માત્રમાં ઘણી ઘણાં બ્રહ્માંડોની ઉત્પત્ત થાય છે એ કટાક્ષથી પથ્થર તરે એ વાસ્તવીક છે (યોગ્ય છે) ॥૨૬॥

समुत्ताया शेषान्प्लवग निकराँल्लक्ष्मण युतः ।
ततो लंकां गत्वा स्वयमपि समुत्तीर्य जलधिम् ॥
निहत्याजौ सर्वान्रजनी चर वृन्दांश्च सकुलं ।
दश ग्रीवं हत्वा ह्यमय ममरैः स्वर्ग मकरोत् ॥२७॥

હે પ્રભુ લક્ષમણજીની સાથે વાનરોના સૈન્યને સમુદ્ર ઉલ્લંઘન કરાવીને તથા આપ સમુદ્ર ઉલ્લંઘન કરીને લંકામાં પધાર્યા અને ત્યાં સંગ્રામમાં રાક્ષસોના કુલ સહિત રાવણનો નાશ કરીને દેવતાઓનું નિવાસ સ્થાન સ્વર્ગ છે તેને આપે નિર્ભય કર્યું ॥૨૭॥

विरं चीशेन्द्राद्यै रमर निवहैः सिद्ध मुनिभिः ।
स्तुतिः स्तोत्रैः कृत्वा कुसुम चय वृष्टिं सुविपुलाम् ॥

कटाक्षेणै वैतां स्त्रिदश वर मुख्यान्करुणया ।
विलोक्य प्रध्वस्तं भय मखिल मेषां रघुपते ॥२८॥

હે રઘુપતિ આપે જ્યારે રાવણનો નાશ કર્યો ત્યારે બ્રહ્મા મહાદેવજી અને ઇન્દ્ર આદિ દેવતાઓ અને સિદ્ધ પુરૂષો તથા મુનીઓએ પ્રસન્ન થઇ આપની ઊપર પુષ્પની વૃષ્ટિ કરીને આપની સ્તુતી કરી તે સમયે તે સર્વના ઊપર કરૂણા લાવીને તેમના ભય માત્રનો નાશ કર્યો

प्रभोत्वं सुग्रीव प्रमुख विविधै वानरभटै ।
र्युतो वैदेहींवै दहन परिदत्तां सुविपुलाम् ॥
समादाय स्थित्वा धनपति विमाने सुविपुले ।
वित्वन्स्वेषांवै मुद मतुल मागान्निजपुरीम् ॥२९॥

હે પ્રભુ ત્યાર પછી સુગ્રીવાદિ વાનર યોદ્ધાઓને સાથે લઇને અગ્નિ કુંડમાં પ્રવેશ કરીને શુદ્ધ થયેલાં શ્રી જાનકીજીનો સ્વીકાર કરીને કુબેરના પુષ્પક નામના વિમાનમાં બેસીને ભકત જનોને અનહદ આનંદ આપતા છતા પોતાની અયોધ્યા નામની નગરીમાં પધાર્યા ॥ ૨૯ ॥

सहस्रं वर्षाणा मयुतमपि कुर्वन्व सुमतीं ।
सनाथां वैदेहीं रमण कृतवान् राज्य मतुलम् ॥
अयोध्यायां देवा सुर नृप किरीटाग्र निहितै ।
र्महारत्नै नीराजित चरण पंके रुह विभो ॥३०॥

જેમના ચરણારવિંદમાં દેવતા અસુરો અને રાજાઓ રત્ન જડિત પોતાના મુકુટોને મુકે છે (નમે છે) એવા હે વિભુ દશહજાર વર્ષ સુધી પૃથ્વીને શ્રી જાનકીજીને સનાથ કરનાર આપે અયોધ્યાજીને વિશે નિવાસ કરીને પૃથ્વીનું રાજ્ય કર્યું ॥ ૩૦ ॥

कृशानुं शेषाद्यः शशधर युतैः वीज मितिते ।
भजान्ति ध्यायन्वै तव चरण पंके रुह युगम् ॥
गृहे तेषां पद्मा विहरति मुखेगीः सुललिता ।
सुभुक्तवा भोगान्वै तव वरपदं यान्ति परमम् ॥३१॥

અગ્નિ અને શેષના આદ્ય અક્ષરનું ચંદ્ર સાથે સંમેલન કરવાથી ઉત્પન્ન થતા બીજકનો આપના ચરણારવિન્દમાં ધ્યાનસ્થ થઇને જે પુરૂષ જપ કરે છે તેના મુખમાં સરસ્વતી અને ઘરમાં લક્ષ્મીજી નિવાસ કરે છે અને આ લોકમાં સુંદર ભોગ ભોગવીનેઅંતે પરમ પદને પ્રાપ્ત કરે છે ॥ ૩૧ ॥

स्वबीजं शेषाग्नौ दहन मपरौ चैव पवनौ ।
नमोन्ताः षडर्णाः परमपद हे तुश्च भजताम् ॥
इमं मन्त्रंयोवै जपति गुरु वक्रादधिगतं ।
जगत्पूज्यो भोगान्भुवि परमदिव्यान्सलभते ॥३२॥

ઉપર કહેલ બીજક સાથે અગ્નિ અને વાયુથી થતા છ વર્ણો જેમાં અંતે નમઃ એવું પદ આવે છે એ મંત્ર ભજન કરનારને પરમ પદ

આપનાર છે માટે તે મંત્રને ગુરૂદ્વારા પ્રાપ્ત કરીને જે જપ કરે છે તે આ જગતમાં પૂજ્ય ભાવને પામે છે અને દિવ્ય ભોગને પ્રાપ્ત કરે છે ॥૩૨॥

घन्श्यामं विद्युत्प्रभव सदृशाकल्परुचिरं ।
सरो जाक्षं चैव स्मितमद सुलावण्यं सुभगम् ॥
तडिद्वर्णां वामे जनक तनयां राघवमुखं ।
प्रपश्यन्तीं ध्यायन्भजति परमां सिद्धि मतुलाम् ॥३३॥

મેઘ સરખા શ્યામ સ્વરૂપને ધારણ કરનાર હે પ્રભુ વિજળી સરખું તેજસ્વી અને કમળ સમાન નેત્રથી યુક્ત અને મંદમંદ હાસ્ય કરતું એવું આપના મુખારવિન્દનું વિદ્યુત્ તુલ્ય વર્ણવાળાં શ્રી જાનકી આપના વામ ભાગ ઉપર બીરાજીને જે પ્રકારે ધ્યાન કરે છે તે પ્રકારે ધ્યાન કરનાર પુરૂષો અતુલ સિદ્ધને તાત્કાળ મેળવે છે ॥૩૩॥

अनंतान्याहुर्वै तव विविध रुपाणि भगवन् ।
नतान्विज्ञातुंवै कथमपि सुमर्थाश्च विबुधाः ॥
विभुतीनामन्त स्तव विमलको वेत्ति नितरा ।
मतद्बुया वृत्यावै त्वयि सकल वेदाश्च चकिताः॥३४॥

હે ઈશ આપના વિવિધ પ્રકારના અનંત (ઘણાં) સ્વરૂપો છે અને તેની ગણના કરવાને કોઇપણ બુદ્ધિમાન પુરૂષો સમર્થ થતા નથી કારણ કે આપની વિભૂતીની ગણના કરતાં કરતાં ચાર વેદો પણ ચકિત

અર્ઇ જાય છે અને તે પરીપૂર્ણ ગણના કરી શકતા નથી તો બીજા બુદ્ધિમાન પુરૂષો તે ધારણાને શી રીતે પાર પાડી શકે.

तवेदं यद्रुपं सजल जलदाभ सुललितम् ।
तदेतत्तत्वज्ञा मुनिवरगणा तूत्सरसिजे ॥
मुहुर्ध्यायन्तेवै विगत बिषयाः संग रहिता
ययु र्नित्यानंदं पद ममर वन्द्यं रघूपते ॥३९॥

હે રઘુપતી તત્વને જાણનારા મુનીઓ વીષય વાસનાનો ત્યાગ કરીને અને કેવળ સંગ રહીત થઇને (એકાંતમાં નીવાસ કરીને) મેઘના સરખું આપનું શ્યામ સુંદર સ્વરૂપનું પોતાના હૃદય કમળમાં ધ્યાન કરે છે તેઓ એ પ્રમાણે ધ્યાન કરવાથી દેવતાઓને વંદ્ય અને નીત્યાનંદને આપવાવાળા સ્થાનને તાતકાળ મેળવે છે ॥૩૫॥

त्वमिन्द्र स्त्वं सोमः त्वमसि वरुण स्तवं हुतवहः ।
त्वमापस्त्वं भूमिस्त्वमसि पवन स्त्वंच गगनम् ॥
विरंचिस्त्वं रुद्रस्त्वमसि सकलं दृश्य मिहयत् ।
त्वदन्यद्वस्त्वेकं नहि जगति भूमन्रघुपते ॥३६॥

હે પ્રભુ ઇન્દ્ર, ચંદ્રમા, અગ્નિ, જળ, પૃથ્વી, પવન આકાશ, બ્રહ્મા, મહાદેવજી, અને એ સિવાય જે જે દશ્ય પદાર્થો જોવામાં આવે છે તે તે સઘળા પદાર્થો આપનાંજ સ્વરૂપ છે આ જગતમાં આપથી ભિન્ન કોઇપણ પદાર્થ જોવામાં આવતો નથી ॥ ૩૬ ॥

त्वमेवादौ भूमि निंगम निचयानां जलनिधौ ।
निमग्नानां चैवोद्धरण मकरोमीन वपुषा ॥
सुधाकामै र्नीतं सलिल निधि निर्मन्थन विधौ ।
गिरिं पृष्टे त्वं च प्रभु कमठरुपेण धृतवान् ॥३७॥

હે પ્રભુ પ્રથમ પ્રલયને વખતે પૃથ્વી અને વેદનો સમુદ્રમાં લય થયો હતો તેનો આપે મત્સ્ય સ્વરૂપ ધારણુ કરીને ઉદ્ધાર કર્યો બીજું અમૃત પાન કરીને અમર થવાની ઇચ્છાવાળા દેવતાઓએ જ્યારે સમુદ્ર મંથન કરવાનો આરંભ કર્યો ત્યારે દેવ કાર્ય સિદ્ધ કરવાને કૂર્મ સ્વરૂપ ધારણુ કરીને પીઠની ઊપર આપે મંદરાચળ પર્વત ધારણુ કર્યો અને સમુદ્ર મથન કરાવી દેવતાઓને અમૃતનું પાન કરાવ્યું ॥૩૭॥

निहत्याजौ दैत्यं प्रलय जलधौ घोरमतुलं ।
हिरण्याक्षं कृत्वा वपुषमपि वाराह विपुलम् ॥
समुद्धारं भूमे गिरि कुल युतायाः सरभसं ।
महादंष्ट्रा ग्रेणामित गुणनिधे त्वं च कृतवान् ॥३८॥

હે પ્રભુ વારાહ સ્વરૂપ ધારણુ કરીને પ્રલયના જળમાં ફરતા ઘોર રૂપવાળા હિરણ્યાક્ષ નામના દૈત્યની સાથે ભયંકર સંગ્રામ કરી તેનો સંગ્રામના મધ્યમાં નાશ કરી પર્વત યુક્ત પૃથ્વીને દાઢના અગ્ર ભાગમાં ધારણુ કરીને પ્રલયના જળથી આપ બહાર પધાર્યા અને જળ પૃથ્ઉપરયથવીનું ॥૩૮ ।કયુસ્થાપર્ન"

स्वभक्तं प्रल्हादं परम विदुषा मार्य ममलं ।
विदित्वार्तं पित्रा कृत विविध दंडं कुपतिना ॥
विधायोग्रं रुपं नरहरि विचित्रं त्रिनयनं ।
जघन्थत्वं दैत्येश्वरममित वीर्यं रघुपते ॥ ३९ ॥

હે ઈશ જ્ઞાનીઓમાં શ્રેષ્ટ એવા ભકત પ્રલ્હાદજીને પૃથ્વીપતિ તેમના પિતા હિરણ્યકશિપુએ વિવિધ પ્રકારના દંડ આપી જ્યારે દુખ આપવા માંડયું ત્યારે ભકતની દુખી સ્થીતિ જાણીને ભયંકર ત્રણ નેત્રવાળું નૃસિંહ સ્વરૂપ ધારણ કરીને અમિત પરાક્રમી દૈત્યાનો અધિપતિ હિરણ્યકશીપુને મારીને ભકત પ્રલ્હાદજીનું આપે રક્ષણ કર્યું ॥૩૯॥

सुनासीरैश्वर्यं हृत मतुल वीर्येण बलिना ।
विदित्वेदं राम प्रणत जन वात्सल्य जलधे ॥
स्तुतस्त्वं शक्राद्यै रमर निवहै र्वामनवपु ।
र्विधायोग्रं वैरोचन मपि बबन्धामर रिपून ॥४०॥

ભકતજનો ઉપર વાત્સલ્યતા રાખવાવાળા હે રામચંદ્રજી જે વખતે અત્યંત પરાક્રમી બળી રાજાએ પોતના બળથી ઈન્દ્ર પાસે સ્વર્ગની સમૃધિને ખેંચી લીધી એ વાત આપને દેવ દ્વારા વિદિત થવાથી અને દેવતાઓએ આપની સ્તુતિ કરવાથી આપે કસ્યપ રૂષીને ઘેર અદિતિથી વામનાવતાર ધારણ કરીને વિરોચનના પુત્ર બળીરાજા

તથા દૈત્યોને આપે બાંધીને પાતાલમાં મોકલ્યા અને સ્વર્ગની લક્ષ્મી ઇન્દ્રને સોંપી ॥૪૦॥

कुलं क्षात्रं सप्त त्रिकमपि च कृत्वा रघुपते ।
जघन्य त्वं राम प्रबल मिह शस्त्रास्त्र विशदम् ॥
निहत्योग्रान्कंस प्रमुख दितिजान्यादवकुले
त्व माविर्भूत्वा श्री रमण भुवि भारंच लूतवान् ॥४१

હે રઘુપતિ આપે ભૂતળ ઉપર પરશુરામનો અવતાર ધારણ કરીને પૃથ્વીનો ભાર દુર કરવાને શસ્ત્ર અને અસ્ત્ર વિદ્યામાં કુશળ એવા ક્ષત્રીય કુળનો એકવીશવાર નાશ કર્યો તેમજ યાદવ કુળમાં કૃષ્ણાવતાર ધારણ કરીને હે રમણ કંસાદી દુષ્ટ દૈત્યોનું નિકંદન કરીને પૃથ્વીનો ભાર શાંત કર્યો ॥૪૧॥

अनंतान्येवं वै तव विविध रुपाणिच विभो ।
प्रवक्तुं तानिह प्रभवति नकोऽप्यत्र जगति ॥
परात्मञ्छ्रीराम त्रिगुण रहिता कार परमं ।
प्रभो पारावारा मित गुण निधे चिद्घन विभो ॥४२॥

હે પ્રભુ આપે અનંત સ્વરૂપો ધારણ કરીને અનેક લીલાઓ કરી છે જેની ગણુના કરવાને આ ભૂતળ ઉપર કોઇ પણ શક્તીમાન થયો નથી અને થશે નહિ કારણ કે હે રામ આપ આત્માથી પરછો સત્વગુણ રજોગુણ અને તમો ગુણથી આપનું સ્વરૂપ ભીન છે (નિર્ગુણ

છે) માટે હે ગુણનીધી આપના ચીદ્દઘન સ્વરૂપની પારાવાર પ્રભાની ગણના કોઇથી થઇ શકે નહિ એ વાત આશ્ચર્યજનક નથી ॥૪૨॥

नमस्ते श्रीराम।नियमित गुण ग्राम सततं ।
नमो भूयो भूयः पुनराप नमस्ते रघुपते ॥
नमो वेदै वेद्याखिल मुनिगणा राध्य भगवन् ।
नमो भूयो भूयस्तव चरण पंके रूह युगे ॥४३॥

પ્રકતિથી થયેલ ગુણ સમુદાયને નિયમમાં રાખવાવાળા હે રામ ચંદ્રજી આપને હું તો વારંવાર પ્રણામ કરૂં છું કારણ કે વેદે કરીને જેનું સ્વરૂપ વેદ્ય છે (જાણી શકાય છે) અને મુનીગણો જેમની નીરંતર આરધના કરે છે આવા આપના અગાધ સ્વરૂપને જાણવાતો હું ક્યાંથી શકિતમાન થાઉં માટે કેવળ હું તો આપના ચરણારબિંદમાં વારંવાર પ્રણામ કરૂં છું ॥૪૩॥

मया ते पादांभो रूह युमल माश्रित्य नितरा ।
मयोध्यायां भक्त्या विविध पद रम्यैः सुरचितम् ॥
इदं स्तोत्र राम प्रपठति नसे यः प्रतिदिन ।
सभुक्त्वा भोगान्वै व्रजति परम शाश्वतपदम् ॥४४॥

હે પ્રભુ આપના ચરણારવિંદનો આશ્રશ રાખીને આયોધ્યામાં નિવાસ કરનાર મેં (વીજયરામે) આ નાના પ્રકારમાં સુંદર રમણીક

પદ્યયુત રામ મહિમા નામના સ્તોત્રમાં રચના કરી છે તેનો જે પુરૂષ શ્રધ્ધા પૂર્વક પાઠ કરશે તે ભૂતળ ઉપર નાના પ્રકારનાં ભોગ વૈભવ ભોગવીને અખંડ એવા આપના ધામને મેળવશે ॥૪૪॥

सहस्रैः शेषो वै प्रभवति नवक्रै गुणगणान् ।
प्रवक्तुं चाकल्पं कथम पिच ते राम सततम् ।
अतस्त्वां कः स्तोतुं भवति कुशलः श्री रघुपते ।
व्रजत्न्यो काशस्य क्वचिदपि च पारं हिमशाकः ॥४५॥

હે રામ હજાર મુખેથી કરીને શેષ ભગવાન એક કલ્પ સુધી તમારા ગુણની ગણના કરે તો પણ તેનો અવધિ આવતો નથી તો મનુષ્ય કોટીની ગણનામાં આવેલો એક મુખવાળો પુરૂષ આપના ગુણની ગણનાનો પાર શી રીતે પામે કારણ કે મચ્છર આકાશના પારને પામી શકે એ વાત જેમ અસંભવીત છે તેમ આપના ગુણની ગણના કરવાને બીજો કોઈ શક્તિમાન થાય તે વાર્તા પણ કેવળ અસંભવીત છે. ॥ ૪૫ ॥

तुभ्यं नमो भगवते रघुनंद नाय ।
श्री जानकी प्रिय तमाय खरांत काय ॥
योगीन्द्र पूजित पदांबु रुह द्वयाय ।
संसार दुःख शमनाय नमोनमस्त्वे ॥ ४६ ॥

શ્રી જાનકીજીને પ્રિય ખર નામના રાક્ષસનો નાશ કરવાવાળા યોગી પુરૂષો જેમના ચરણારવિન્દનું નિરંતર પૂજન કરે છે અને સંસા–

રના દુઃખતે નાશ કરવાવાળા રઘુકુળમાં અવતાર ધારણ કરનાર રામચંદ્રજીને હું તો વારંવાર પ્રણામ કરૂં છું. ॥ ૪૬ ॥

कामाद्या दुर्जयाश्चेन्मम भवतु पुन मुक्ति योषित्सुकामः ।
क्रोधश्चेत्पातके वै तव चरण युगाम्भो रूह स्याच्च लोभः ।
मोहश्चेद्ध्यान योगे मम भवतु पुन र्मत्सरो मत्सरे वै ।
त्वत्तोन्य त्सर्व सौख्य स्थिति मिह नितर न्नैवपश्यामिभूमो ॥ ४७ ॥

કામ ક્રોધ આદિ શત્રુઓ દુર્જય છે જેથી તેમને જીતી શકાતા નથી તો તેમને જીતવાની જરૂર નથી કારણ કે તેમની મને જરૂર છે કામ એ મનુષ્યને વિષય લુબ્ધ કરે છે તે પ્રમાણે મને પણ વિષયમાં લુબ્ધ કરી મુક્તિ રૂપ સ્ત્રીને મેળવી આપે ક્રોધ છે તે ચિત્ત વૃત્તિને વ્યગ્ર કરે છે તો તે ક્રોધ પાપ ચરણથી મારા ચિત્તને વ્યગ્ર કરો લોભ છે તે લાલચાને વધારે છે તો તે લોભથી આપના ચરણ કમળના દર્શનની લાલસા ભલે વૃદ્ધિને પામો મોહ છે તે મનુષ્યને સ્તબ્ધ કરે છે તે પ્રમાણે મને પણ તે મોહ આપનાં ધ્યાનમાં સ્તબ્ધ બનાવે મત્સર મનુષ્યોને મુગ્ધ બનાવે છે તદવત્ તે મત્સર મને પણ યોગને વિશે ભલે મુગ્ધ કરે પરંતુ આપના સિવાય આ પૃથ્વીમાં બીજા કોઇપણ પદાર્થમાં મને સુખ જોવામાં આવતું નથી. ॥ ૪૭ ॥

**इति श्री मच्चतुर्भुजाचार्य चरण सरोज निवासित मनश्चंचरीका स्वादित चिन्मकरंद श्री मद्विजय रामाचार्य विर ।चितं श्री राम महिम स्तोत्र संपूर्णम्ः**

**ઇતી શ્રીમદ્ વિજય રામાચાર્યજીનું બનાવેલ શ્રી રામ સ્તોત્રનું ગુજરાતી ભાષાન્તર સંપુર્ણ;—**

# श्री रामचंद्रायनमो नमः

## ॥ अथ श्री द्वादशाक्षर वहिलाण्का प्रारंभः ॥



ॐ इति ज्ञानमात्रेण रागाजीर्णा नजीर्यति ।
काल निद्रा प्रपन्नोस्मि त्राहिमां रघुनंदन ॥ १ ॥

ओं शब्दना ज्ञानवाळा जीवो रागांध होय छतां पण नष्ट थतां नथी परंतु हे प्रभु काल निद्राने आधीन थयेल मने ए ज्ञान थयुं नहि माटे हे प्रभु मारूं तमे रक्षण करो ॥ १ ॥

न गति विंद्यते नाथ त्वमेवाश्रयणं प्रभो ।
पाप के निमग्नोस्मि त्राहिमां रघुनंदन ॥ २ ॥

हे नाथ तमारा आश्रय सिवाय मारी गतिनुं साधन आ जगतमां बीजुं मने जोवामां आवतुं नथी कारणके हुं पापरूप पंकमां डुबेलो छुं तेमांथी तमे मारो उद्धार करो ॥ २ ॥

मो हितो मोहजालेन पुत्र दार धनादिषु ।
तृष्णया पीडयमानोऽहं त्राहिमां रघुनंदन ॥ ३ ॥

સ્ત્રી પુત્ર ધન આદિ સાંસારિક મોહ જાળમાં હું લુબ્ધ થયો છું જેથી દીન પ્રતિદીન તૃષ્ણા વધવાથી હું પીડા પામું છું માટે તે તૃષ્ણાની પીડાથી હે રામચંદ્રજી મારો ઉદ્ધાર કરો ॥ ૩ ॥

भ क्तिहीनश्च दीनश्च दुःख शोकातुर प्रभो ।
नान्याश्रयोहं नाथश्च त्राहिमां रघुनंदन ॥ ४ ॥

ભક્તિથી રહિત અને દુઃખ તથા શોકથી આતુર મેં બીજી દરેક વાર્તા છોડીને તમારો દૃઢ આશ્રય કરેલ છે માટે આ દીન ઉપર કૃપા કરીને હે રઘુનંદન મારો ઉદ્ધાર કરો ॥ ૪ ॥

ग तागतेन श्रांतोस्मि दीर्घसंसार वर्त्मसु ।
येन भूमौ न गच्छामि त्राहिमां रघुनंदन ॥ ५ ॥

ભયંકર સંસારમાં વારંવાર અવતાર ધારણ કરીને હવે હું બહુજ કંટાળી ગયો છું તો જે કરવાથી ફરીને સંસારમાં અવતરવું ન પડે એવો બુદ્ધિદ્વારા ઉપદેશ કરી હે પ્રભુ મારો ઉદ્ધાર કરો ॥ ૫ ॥

च हवोहिमया दृष्टा योनिद्वारा पृथक् पृथक् ।
गर्भवासे महादुःखं त्राहिमां रघुनंदन ॥ ६ ॥

નાના પ્રકારની યોનીઓમાં અવતરીને ગર્ભવાસના મહાન દુઃખો મેં ભોગવ્યાં માટે હવે એ દુઃખથી પૂર્ણ કંટાળી ગયેલો છું જેથી તે દુઃખથી મારો ઉદ્ધાર કરો ॥ ૬ ॥

ते न देव प्रपन्नोस्मि संसार स्थिति कारकः ।
देहि संसार मोक्षत्वं त्राहिमां रघुनंदन ॥ ७ ॥

સંસારની નાના પ્રકારની રચના કરનાર હે પ્રભુ હું તમારે શરણે આવેલો છું તો સાંસારીક મોહ જાળથી હું જલદી છુટો થાઉં એવી મારા ઉપર કૃપા કરો ॥૭॥

वा चायद्यत्माति ज्ञातं तत्कर्मना कृतं मया ।
नतस्तस्मा दुराचारा त्राहिमां रघुनंदन ॥ ८ ॥

વાણીથી જે જે કર્મો કરવાની મેં પ્રતિજ્ઞા કરી તે તે કર્મો હું કરી શકયો નથી તો સંકલ્પ કરેલ કર્મો નહિ કરવાનો મને દોષ લાગ્યો છે તે દુરાચારથી હે રામચંદ્રજી મારો ઉદ્ધાર કરો ॥ ૮ ॥

सु कृतं न कृतं किंचि दुष्कृतं च कृतं मया ।
संसारे दुःख संतसं त्राहिमां रघुनंदन ॥ ९ ॥

મેં કોઇ પણ સતકર્મો ક્ર્યાં નથી પરંતુ દુષ્કર્મો બહુજ કર્યાં છે જેથી કરેલ કર્મોનાં ફળને હું ભોગવું છું અને દુઃખી થાઉં છું તો તે દુઃખથી મારો ઉદ્ધાર કરો ॥ ૯ ॥

दे हांतर सहस्रेषु अन्योन्यं भ्रमितं मया ।
तिर्यक् पशु मनुष्येषु त्राहिमां रघुनंदन ॥ १० ॥

એક દેહમાંથી બીજા દેહમાં હજારો વાર પશુ પક્ષી અને મનુષ્ય કોટીમાં અવતાર ધારણ કર્યા હવે તો જન્મ મરણના દુઃખથી હું ત્રાસ પામું છું જેથી તે દુઃખથી હે ઈશ્વ મારો ઉદ્ધાર કરો ॥ ૧૦ ॥

वा    चा मृषा मुहुश्चास्मि प्रणमामि तवाग्रतः ।
जरा मरण भीतोस्मि त्राहिमां रघुनंदन ॥ ११ ॥

વારંવાર ખોટું બોલી મેં પાપાચરણ કરેલ છે હવે તેનો પશ્ચાતાપ થવાથી તમારી પાસે આવી પ્રણામ કરી એટલું માગું છું કે મને વૃદ્ધા અવસ્થા મને મરણના ભયથી બચાવો ॥ ૧૧ ॥

य    त्र यत्रा च गच्छामि स्त्रिषुवा पुरुषेषुवा ।
तत्र तत्राचला भक्तिः त्राहिमां रघुनंदन ॥ १२ ॥

હું હે પ્રભુ આપની પાસે દીનતાથી એટલુંજ માગું છું કે જે જે ઠેકાણે જે જે કોટીમાં મારો પુરૂષ અથવા સ્ત્રી રૂપે જન્મ થાય ત્યાં ત્યાં તમારે વિષે મારી અચલ ભક્તિ રહે એટલું વરદાન આપો ॥ ૧૨ ॥

॥ इति श्री द्वादशाक्षर बाहिर्दीपिका समाप्तम् ॥

श्री रामचंद्र कृपया कृतं भाषांतर मया ॥
बाल बुद्धया कृतादोषा क्षतव्या सद्दिः सर्वदा

શ્રી રઘુનાથ કૃપાથી ભાષાન્તર મેં કર્યું, છતાં ભાસે,
અવિશુદ્ધી કૃત દોષો તો, ક્ષમા ચહું નિત્ય સજ્જનો પાસે.

# ગજલ કવાલી.



અમે તો રામના છઇએ, નહિં કદી ના અન્ય થઇએ,
શરણુ તેને સદા રહીએ, અમારો રામ એકજ છે. ૧
ભરોંસો રામનો અમને, અમારા સંગી સૌ જનને,
કહીએ શું વધુ તમને, અમારો રામ એકજ છે. ૨
અમે તો રામ મંદિરમાં, અમારો રામ અંતરમાં,
અને નભ સમ ચરાચરમાં, અમારો રામ એકજ છે. ૩
કુટુંબી મિત્ર અમ માતા, પિતા સ્વામી અને ભ્રાતા,
પરમ શાન્તી તણો દાતા, અમારો રામ એકજ છે. ૪
અમારૂં સર્વ રઘુનંદન, અમારૂં પ્રાણુ, જીવન, ધન,
ગુણાતીત દિવ્ય ગુણુ ભુવન, અમારો રામ એકજ છે. ૫
વિના તેના શ્રવણુ કિર્તન, સ્મરણુ પૂજન અને અર્ચન,
ન રૂચે અન્યનું દર્શન, અમારો રામ એકજ છે. ૬
અમારૂં સર્વ સુણુનારો, હૃદયના શત્રુ હણુનારો,
સુરી સમ ખાસ ગણુનારો, અમારો રામ એકજ છે. ૭
અમારી શુદ્ધ લેનારો, અમોને સર્વ દેનારો,
અલગ અમથી ન રહેનારો, અમારો રામ એકજ છે.

અમોને પાળવા ખાતર, ધર્યું છે નામ વિશ્વંભર,
અમોને તારવા તત્પર, અમારો રામ એકજ છે. ૯
અમારાં પાપ હરનારો, અમારાં કાર્ય કરનારો,
દિલે અમ દાઝ ધરનારો, અમારો રામ એકજ છે. ૧૦
રહ્યાં છે જેમ જળવશ મીન, અમે તેમજ પ્રભુ આધીન,
ફીકર કરનાર અમ નિશદીન, અમારો રામ એકજ છે. ૧૧
બધી અમ આશ અવધેશ્વર, સફળ કરનાર સદનંતર,
મહાન સમર્થ કરૂણાકર, અમારો રામ એકજ છે. ૧૨
અમારે ઓરતા લાયક, અમારો અંતમાં સ્હાયક,
અભય શુભકારી વરદાયક, અમારો રામ એકજ છે. ૧૩
નથી કો અન્ય પર બેશક, અમારો રામના પર હક,
કદર કરનાર અમ ચાહક, અમારો રામ એકજ છે. ૧૪
રહો અમ રામ શિરગાજી, રહે નવ છો અવર રાજી,
બધી રચનાર આ બાજી, અમારો રામ એકજ છે. ૧૫
ગુરૂ "ભગવાન" અમ ઈશ્વર, અમે તેના બધા કિંકર,
અમોને ઈષ્ટ જગ અંદર, અમારો રામ એકજ છે. ૧૬

કર્તા—ભગવાનદાસ વિશ્રામ સોની,

દેલવાડાકર.

